॥ वंदे मातरम्. ॥

# રાષ્ટ્રીય ગરબાવળી.

સંગ્રહ કરી છપાવી પ્રસીદ્ધ કરનાર.

શિવાભાઇ આશાભાઇ પટેલ.

ભાદરણ

આવૃતી ૧ લી    પ્રત ૧૦૦૦

શ્રી "બોરસદ પ્રીન્ટીંગ પ્રેસ"–બોરસદમાં પટેલ
મનોરભાઇ પુલાભાઇએ પ્રસિદ્ધકર્તાને માટે
છાપ્યું.

કીંમત ૦—૨—૦. બે આના.

## ગરબો ૧.

રાગ–તમે અજાણ્યા અમે જાણીએ રે,
માંરા પાલવડો નવ તાણીએ રે.

---

મહાત્મા સુદામાપુરીમાં અવતર્યા રે,
માતા મહાલક્ષ્મી કુખે જનમીયા રે;
લીધો દેશ હીત કાજે અવતાર રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૧
યુવાવસ્થાએ આફ્રિકા સંચર્યા રે,
ત્યાંતો દેશના દુઃખ હૈયે ધર્યા રે;
છોડયું સબળ સત્યાગ્રહ શસ્ત્ર રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૨
દુઃખ વેઠયાં કારાગૃહનાં દોહ્યલાં રે,
દેશ કાજે ગણ્યાં તેતો સોહ્યલાં રે;
ભુલ્યા શત્રુને સર્યા સહુ કાજ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૩
ત્યાંથી પુનઃ સ્વદેશ પધારીઆ રે,
દેશ બંધુએ પુલકે વધાવીઆ રે;
કીધો રાજનગરમાં નીવાસ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૪

સાબરમતીનાં નીર અતિ નીરમળાં રે,
ત્યાંતો બાપુજી આશ્રમ કરી રહ્યા રે;
કીધું દ્વારકાં સમુ શુભ ધામ રે.
ગાંધીજી, રાજનગર રળીયામણું રે.
ખેડાના ખેડુત શરણે આવીઆ રે,
સત્યાગ્રહના શસ્ત્રે બચાવીઆ રે;
ચંપારણમાંયે વાગી હાક રે.
ગાંધીજી રાજનગર રળીયામણું રે.
યુરોપખંડમાં વિગ્રહ જાગીઓ રે.
દુનિયામાં દાવાનળ લાગીઓ;
કીધી સરકારને નમે સ્હાય રે.
ગાંધીજી, રાજનગર રળીયામણું રે.
ત્યાંતો વિગ્રહનો અંત આવીઓ રે.
કાળો કાયદો ઇનામમાં આલીઓ રે;
તેતો રાઉલેટ નામે પ્રખ્યાત રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે.
જાગ્યું ભારતવર્ષ નિંદ્રા થકી રે,
ઘુમ્યા તીલક માલવિયા મહારથી રે;
મહમદ શૌકત હજમત નેક રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે.
સભા ભરી જલીઆનવાળા બાગમાં રે,
ત્યાંહી ડાયરે ઘોર જુલમ કર્યો રે,

માર્શલ-લોએ સંહાર્યો નીર્દોષ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૧૦
ખિલાફતે અસહકાર જનમીયો રે,
નોકરશાહીને મનમાં ન ભાવીઓ રે;
હિંદુ મુસલીમ ઐકયતા સાંધી રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૧૧
ગાંધીજી સ્વરાજ્યની શરતો એમ ભણે રે,
ખાદી પહેરોને ચરખો ફેરવો રે;
લેજો સુતરને તાંતણે સ્વરાજ્ય રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૧૨
નિજ દેશનું હિત લો ચિંતવો રે,
પટ પરદેશી ઝટપટ પરહરો રે;
શુદ્ધ ખાદી સજો શણગાર રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૧૩
શિખ સુણજો ગાંધીજીની આટલી રે,
મોહ-જાળને નિશ્ચય વિદારજો રે;
આજ્ઞા ધારીને કરું પ્રણામ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૧૪
દિવ્ય મંત્ર સુણો મોહન તણો રે,
અવતાર તેતો પ્રભુનો ગણો રે;
કર્મવીર કસ્તુરબાના કંથ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૧૫

## ગરબો ૨.

લેખક—દોશી મણીલાલ જેચંદદાસ મુ. નડીઆદ.

રાગ—( ઓધવજી સંદેશો કહેજો શ્યામને ).

સાંભળ સજની વાત કહું આજે નવી,
દેશ બંધુઓ નીશદીન જાતા જેલજો.
સ્વતંત્રતાનું ધર્મ યુદ્ધ ચાલી રહ્યું,
મરવું ગણીયું સ્વરાજ્ય માટે રહેલજો. સાંભળ. ૧
સરકારે ઘડીઓ તો કાળો કાયદો,
ચમકી ઉઠયો સુણતાં આખો દેશજો.
ગામે ગામ પડી હડતાળો હિન્દમાં,
અશાન્તિએ પ્રજામાં કર્યો પ્રવેશજો. સાંભળ. ૨
જુલ્મ કીધો જલીયાંવાળા બાગમાં,
નિશસ્ત્રો પર ચલાવી ગોળી મારજો.
નીર્દોષોના જાન અને લાજો લીધી,
ઘોર કૃત્યનો "ડાયર" છે કરનારજો. સાંભળ. ૩
ગાંધીએ સમજાવ્યા બહુ સરકારને,
રાજ ભકતીથી સાચો કરી સહકારજો.
રહ્યા ભરૂસે પણ કાંઈ વળીયું નહિ,
નીરાશ થઈને કરીયો અસહકારજો. સાંભળ ૪
ગાંધીજી એ ધર્મ યુદ્ધ આરંભીયું,
હિન્દ તણા સુપુત્રો થયા સામેલજો.

માતૃ ભુમીની સેવા સ્નેહે સ્વીકારીને,
કષ્ટ માગતાં હરખે જાતા જેલ જો. સાંભળ. ૫
દેશ હીતને કારણ દુઃખ વેઠી રહ્યા,
તન મન ધનની કીધી નહિ દરકારજો.
સત્ય શાંન્તીનું શસ્ત્ર ગ્રહ્યુ છે હસ્તમાં,
ગુણીયલ ગાંધી તેના છે સરદાર જો. સાંભળ. ૬
દોષ નથી કંઇ દેશભકતોનો એ સખી,
ન્યાય નીતિને પુરા છે ચાહનાર જો.
પ્રાણાંતે પણ અધર્મને ના આદરે,
સાચું કહેતાં શીક્ષા દે સરકાર જો. સાંભળ. ૭
સ્હાય થશે સત્યનો એવી છે ખાતરી,
પ્રજા તણું તો બીજું શું છે જોર જો.
અતીશય અનીતિ ઇશ્વર ના સાંખી શકે,
મસ્તાનીના ઉતારશે મદ તોર જો. સાંભળ. ૮
દુઃખ દેખીને દેશ બંધુનાં એ સખી,
મોજ શોખનો જુઠ્ઠો તજીએ મોહ જો.
વસ્ત્ર વિદેશી લઇને પતીત હું ના થઉં,
નહિ કરૂં નહિ કરૂં દેશ તણો હું દ્રોહ જો. સાંભળ. ૯
મણીલાલની વીનંતિ એ ઉરમાં ધરો,
સુંદર ખાદી ખંતથી પ્હેરો અંગ જો.
જેલ ગયેલા વ્હેલે વ્હેલા પધારશે,
સ્વરાજ્યને પણ લેતા આવે સંગ જો. સાંભળ. ૧૦

## ગરબો ૩.

રાગ ( સુરત ગંગડીમાં મારૂં મન મોહ્યું ).

સુંદર ખાદીમાં મારૂં મન મોહ્યું.
સુતરને તાંતણે સ્વરાજ્ય લેશું,
સ્વરાજ્ય લેઇશું ને સ્વતંત્ર થશું,
દેશનો ઉદ્ધાર કરીશું હો બેન. સુંદર. ૧
ખાદી પહેરીને હું તો સાસરે ગઇતી,
સાસુજીએ મ્હોં મચકોડયાં હો બેન. સુંદર. ૨
શાને સાસુજી મ્હારાં મ્હોં મચકોડે,
મ્હેં તો મારી ફર્જ બજાવી હો બેન. સુંદર. ૩
હાથે કાંતીને હું તો હાથે વણું છું,
તેમાં આનંદ ઉર વાધે હો બેન. સુંદર. ૪
ખાદી પહેરીને હું તો મામા પેર ગઇતી,
મામીએ મ્હોં મચકોડયાં હો બેન. સુંદર ૫
શાને મામી મ્હારાં મ્હોં મચકોડે,
ખાદીથી દેશ આબાદી હો બેન. સુંદર. ૬
ખાદી પહેરીને હું તો કાકા પેર ગઇતી,
કાકીએ મ્હોં મચકોડયાં હો બેન. સુંદર ૭

શાને કાકી મ્હારાં મ્હોં મચકોડે,
ખાદી તે મ્હારે રાયજાદી હો બેન. સુંદર. ૮
ખાદી પહેરીને હું તો માસી ઘેર ગઈતી,
માસીએ મ્હોં મચકોડયાં હો બેન. સુંદર. ૯
શાને માસી મ્હારાં મ્હોં મચકોડે,
વિદેશીએ દાટ વાળ્યો હો બેન સુંદર. ૧૦

* * * * * *

દેશ ડુબ્યો પરતંત્ર દશામાં,
વિદેશી વસ્ત્ર પ્હેરીને હો બેન. સુંદર. ૧૧
ભુક્યો કરીને ભીખ માગી ભારતે,
હજુએ આંખ કેમ ખોલે ના બેન. સુદર. ૧૨
હીત ધારીને કંઇ હિન્દનું હૈયે,
સ્વદેશી વૃત સહુ લેજો હો બેન. સુંદર. ૧૩
જન્મ લીધો પુણ્ય હિન્દ ભુમીમાં,
કો દી કૃતઘ્ની ન થઇએ હો બેન. સુદર ૧૪
સાચો ધરમ ગણી દેશ સેવાનો,
ઘેર ઘેર રેંટીયા રાખો હો બેન. સુંદર ૧૫

લેખક-( દોશી મણીલાલ જેચંદદાસ નડીઆદ ).

## ગરબો ૪.

રાગ—( ગાડી આવી ગુજરાત અગન કેરી ગાડીરે આવી )

ખાદી ધરોને અંગ સહીયર સહુ ખાદી ધરોને;
ઉરમાં લાવીને ઉમંગ, સહીયર સહુ ખાદી ધરોને.

સાખી—વસ્ત્ર વીદેશી પ્હેરીને, દુઃખી થયો બહુ દેશ;
હીત ચાહો જો હિન્દનું,
તેનો સંગ ન કરશો લેશ.—સહીયર

સાખી—તજો મોહ વિદેશનો, મમતા ધરો સ્વદેશ,
જનની જન્મ ભુમી છે,
એજ જીવન આદેશ.—સહીયર

સાખી—ભુખે મરે ભારતજનો, દયા હૃદયમાં હેમ;
સુખ ઇચ્છો જો સર્વનું,
ફેશન કરો નહિ કેમ,—સહીયર.

સાખી—ખાદી આબાદી કરે, કરે દુઃખ સહુ દુર;
સ્વતંત્રતાને આપીને,
સ્વરાજ્ય લાવે જરૂર.—સહીયર

સાખી—દેશ હીતને કારણે, ગયા ઘણા જન જેલ;
ગાંધીનું કહ્યું માનીયે,
તો તો સ્વરાજ્ય લેવું રહેલ,—સહીયર.
ખાદી ધરોને અંગ,—સહીયર.

લેખક—( મણીલાલ જેચંદદાસ દોશી—નડીઆદ. )

## ગરબો. ૫.

---

રાગ-( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે ).

ભારત ભાગ્યોદયમાં રૂડો રૂપાળો રેંટીઓરે;
મનહર સુખકર દુઃખહર દયાનીધી એ દેવ,
પ્રીતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે.

સાખી-જુનો પુરાણો રેંટીઓ, ફરતો હતો ઘરમાંય.
તજ્યો તેહને જ્યારથી, દુઃખી થયાં સૌ કાંય.

તેના પાપે પરદેશીની ગુલામીમાં પડયારે;
કરશે મુક્ત તમોને જીવન પ્રાણાધાર,
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત.

સાખી-કપાસ ભારત દેસનો, પરદેશી લઈ જાય,
આપે વીસ કરોડને, ખાસડ ઘસડી જાય.

આતે ખોટ ખરી અહીં બેતાળીસ કરોડનીરે,
એથી દેશ આપણો બહુ દુર્બળ દેખાય,
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત.

સાખી-અન્નપુર્ણા આ દેશનો, રૂડો રેંટીઓ રહોય,
ફેરવજો ધરી ટેકને, અધિક આનંદ હોય.
કાંતી હાથ વણેલાં વસ્ત્રો અંગે ધારજોરે,
અવિનાશી કહે થાશે દેશ તણો ઉદ્ધાર;
પ્રીતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત.

## ગરબો ૬.

રાગ–( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે )

ચાલો સહીયરો સ્વરાજ્ય મંત્રને સાધીએરે,
ભણીએ સ્વતંત્રતાના ગાંધીજી પાઠ;
લઇએ નવ પ્રતિજ્ઞા નવરાત્રીના દીનમાંરે.

**સાખી**—પ્રથમ પ્રતિજ્ઞા રેંટીઓ–દુ:ખ ઉદ્ધારક દેવ.
કાંતી જગ જીવાડીએ–પ્રીત કરીએ સેવ.
સુંદર સુતર કાંતી ગૃહમંદિર શોભાવીએરે,
જેના તારે દીસતો ભારતનો ઉદ્ધાર;— લઇ૦

**સાખી**—સ્વરાજ્ય સુતર તાંતણે–ખાદી દેશનું નૂર,
દેશ સ્વતંત્રતા જો ચહો–(તો)વણીએ ખાદી જરૂર.
ધરીએ અંગ ખાદીને આર્યો નામ દીપાવીએરે;
ટાળી ફેશનેબલ વિદેશી પરનો મોહ,— લઇ૦

**સાખી**—ત્યાગી વિદેશી વસ્તુને–ત્યાગી વિદેશી વસ્ત્ર,
સંગ્રહ કદી ના કીજીએ–લઇએ સ્વદેશી વ્રત.
કરીએ ત્યાગ વિદેશી બીજી પ્રતિજ્ઞા લીજીએરે;
જેથી સુખીઓ થાએ આર્ય તણો સંસાર,— લઇ૦

**સાખી**—આત્મોન્નતિને આદરી–રહી વ્યસનથી દૂર,
દબાઇ વ્યસનથી ભારતી–પરતંત્રતાનું પૂર.
રહેવા દુર્વ્યસનથી દૂર સદા સંભાળીએરે;
કરીએ જગ સેવાની શ્રુતિનો અભ્યાસ,— લઇ૦

સાખી—હિંદુ મુસલમીન એકતા—ધરી પરસ્પર પ્રીત.
સ્નેહે જગને જગાવીએ— પઢાવી પ્રેમની રીત.
વધાવી દિવ્ય સ્નેહને સ્નેહામૃત રેલાવીએરે;
જગાવી કર્મ માર્ગથી દેશોદ્ધારક મંત્ર,— લઇએ.

સાખી—ધીરજ શીલતાને વરી—કદી ન કરીએ ક્રોધ,
શાન્તિ પાઠ સદા પઢી—ગજવીએ ત્રૈલોક.
વસાવી અન્ય ગુણોને અહીંસાવ્રત ઉજાળીએરે;
ઉજાળી ઉજ્વલતાથી આત્માનો પ્રકાશ,— લઇએ.

સાખી—શીલ વ્રતની સાડી સજી—કરીએ પતીની સેવ.
કટુ વચનના ભાખ[illegible]રી, રીઝે દેવાધીદેવ.
પતીની પૂંજા થકી તો જગ લ્હાવો લેવાય છેરે;
જેના હરનીશ ગુણો બ્રહ્માદીક પણ ગાય,— લઇએ.

સાખી—લોક સેવામાં મચી રહી—રહી દુર્વ્યસનથી દુર,
ધર્મ આપણો જાણીએ—હણીએ ભારત ભૂખ.
ગજેલી હિંદ આબાદી સ્વાધીનતાને લાવીએ રે,
શીખવો પુત્ર-પુત્રીને જગ સેવાનાં સુત્ર,— લઇએ.

સાખી—નવરાત્રીના દીનમાં-પ્રતિજ્ઞા જો લેવાય,
આર્ય લલનારીને બળે-સ્વરાજ્ય ઘર ઘર થાય.
સુધરે આર્ય બાળા તો ભરતને સુધારશેરે;
એનો રેલવશે અહીં સ્વર્ગીય દિવ્ય સંદેશ,— લઇએ.

લેખક—( ચતુરલાલ ઉત્તમરામ પંડયા. )

## ગરબો ૭.

---

### —સ્વરાજ્ય વાંચ્છના—

રાગ—( મહારાજ તમે પુરૂષ અમે નારી ).

અમે હવે સ્વરાજ્ય લઇશું (૨)
લઇશું લઇશું લઇશું રે; અમે હવે સ્વરાજ્ય લઇશું.
સ્વરાજ્યનો ઝુંડો ફરકાવી, મુક્ત ગુલામીથી થઇશું રે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
વિદેશી વસ્ત્રનું દહન કરીને, ખાદી અંગ ધરીશું રે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
મહાસભાની આજ્ઞામાં રહીને, કાયદાનો ભંગ કરીશું રે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
હસતાં હસતાં જેલમાં જઇશું, જેલને મહેલ માનીશું રે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
કૃષ્ણ જન્મનું સ્થાન છે સુંદર, અધિક આત્મબળ ભરીશું રે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
મરીશું, પણ નહિ મારીએ કોઇને અડગ સત્યાગ્રહી રહીશું રે;
અમે હવે સ્વરાજ્ય લઇશું;
અમલદાર કાઢે ભલે ડોળા, તેથી હવે નહિ ડરશું રે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
સાચી સલાહ મહાત્મા ગાંધીની, અવિનાશી ઉર ધરશું રે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.

## ગરબો ૮.

રાગ—( રઘુપતી રામ રૂદેમાં રહેજોરે ).

ગુણીયલ મારી બેન અસહકારી બનજોરે,
તમે સાચો સત્યાગ્રહ કરજો. ગુણીયલ.
આખા દેશની જેમાં આબાદીરે,
પહેરો ખંતથી સરવે એ ખાદીરે;
ત્યારે કહેવાશો સ્વરાજ્ય વાદી. ગુણીયલ. ૧
પારદરશક પરદેશી સાડીરે,
પહેરે કાયા તો દીસે ઉઘાડીરે;
એવી ફેશન નાંખજો કહાડી. ગુણીયલ. ૨
જંગલી પોલકાં ને ફેન્સી ફરાગોરે,
બહેનો સરવે એ સત્વર ત્યાગોરે;
સાચી ભારતની તનયાઓ જાગો. ગુણીયલ. ૩
અતી લાડથી જેને ઉછેર્યાંરે,
જેણે રામ તણાં મન હેર્યાંરે;
એવાં સીતાએ વલકલ પહેર્યાં. ગુણીયલ. ૪
દેશ ભકતમાં નામના જેનીરે,
કીરતી જગમાં ગવાશેજ તેનીરે;
એવાં ધન્ય સરોજની બહેની. ગુણીયલ. ૫
દયા દેશની દીલમાં આણીરે,
મુકયાં પરદેશી વસ્ત્રોનાં પાણીરે;
એવાં કસ્તુરદેવી ગાંધરાણી ગુણીયલ. ૬

બેની અનસુયાનાં જોઈ કામોરે,
કીધો ભારતી માયે વીસામોરે;
પ્રસન્ન થઈ કહ્યું સ્વરાજ્ય પામો ગુણીયલ. ૭
જેનાં માત પીતા હશે એકરે,
વળી કુળમાં હશે જો વિવેકરે;
તેતો રાખશે સાચો આ ટેક. ગુણીયલ. ૮
કુળવંતીને ઝાઝુ શું કહીએયે,
હવે આટલેથી છાનાં રહીએરે;
જરા સમજે તેને શીખ દઇએ. ગુણીયલ. ૯
એનો મોટી હમારી આ ખામીરે,
જોઇ ભારતી લજ્જા પામીરે;
કવી રાવ કહે શીર નામી. ગુણીયલ. ૧૦

લેખક—( અંબાલાલ પ્રલ્હાદજી રાવ કવી—નડીઆદ ).

---

## ગાંધીનું ગુજરાત.

---

ગરબો ૯.

ગાંધીનું ગુજરાત ગણાશું ગાંધીનું ગુજરાત,
ગુર્જર દેશે વિરલ મૂર્તિઓ વિમલસરલ સાક્ષાત,
દર્શનથી કંઇ ચેતન પ્રગટે જોતાં એની જમાત;
જેના સાચા સાધુઓ ભાત—ગણાશું.

સાબરમતીના સુંદર તટપર પ્રકટ્યું નૂતન પ્રભાત;
મોહન તુજ સત્યાગ્રહ બંસી સુર સુણી સહુ જાત,
કરે છે મીઠી એકચની વાત-ગણાયું.
દેશ ભકિતને રાજ્ય ભકિતની સાચે સાચી વાત,
નિર્બળતાને સત્ય વચનની દીક્ષા દઇ તેં તાત;
બનાવ્યું નવલું ગુજરાત-ગણાયું.

---

## વીરની વિદાય.

### ગરબો ૧૦.

મ્હારા કેશરભીના કંથહો સીધાવોજી રણવાટ,
આભચુંજે ધરણી ધમધમેરાજ ઘેરા ઘોર શંખનાદ,
દુંદુંભી બોલે મહારાજહો સામંતના જય વાદ-મ્હારા.
આંગણ રણધ્વજ રોપીઓહો કુંજરડોલે દ્વાર,
બંધુજનોની બીરદાવલી હાં ગાજે ગઢ મોઝાર-મ્હારા.
પુર પડે દેશ ડુલતા હો ડગમગતી મ્હોલાત
કીર્તિ કેરી કારમી રાજ એક અખંડીત ભાત-મ્હારા.
નાથ ચડો રણઘોડલેરે હું ઘેર રહી શું થીશ
બખ્તરબજની સાંકળીહો ભર રણમાં પાઠવીશ-મ્હારા.
સંગ હૈશોતો સાજ સજુહો સામે ધરૂં રણ મ્હોડ,
ખડગને માંડવ ખેલવાં મ્હારે રણલીલાના કોડ-મ્હારા.
આવતાં ઝાલીશ બાણુનેહો ઢાલે વાળીશ ઘાવ,
ઢાલ ફુટે સાશ ઉરમાં રાજ ઝીલીશ દુશ્મનદાવ-મ્હારા.

એક વાટ રણવાસનીરે બીજી શિંહાસનવાટ,
ત્રીજી વાટ શોણિતની સરિતેહો શુરના સ્નાનનો ઘાટ—મ્હારા.
જયકલગીએ વણજો પ્રીતમ ભીંજશું ફાગે ચીર,
નહિતો વીરને આશ્રમ મળશું હો સુરગંગાને તીર—મ્હારા.
રાજ મુગટ રણ રાજવીહો રણ ઘેલા રણ ધીર,
અધીરો ઘોડીલો શનગને નાથ વાધો રણે મહાવીર—મ્હારા.

---

ગરબો ૧૧.

---

નહીં પ્હેરીયેરે નહીં પ્હેરીયે પરદેશી કપડાં નહીં પ્હેરીયે
નહીં વેચીયેરે નહીં વેચીયે, જાતની જાડી નહીં વેચીયે.
પરદેશ થકી એ આવ્યાં છે, દુઃખદુઃખને બેગા લાવ્યા છે.
તેત્રીશ કોટીને તાવ્યા છે— પરદેશી.
એ દારૂથી પણ ભૂંડા છે, ગૌ માંસ તણા એ કુંડા છે.
જમદુત તણા એ ઝુંડા છે— પરદેશી.
એણે ઘર ધંધાને ટાળ્યા છે, ગરવા ગામડીયા ગાળ્યા છે.
લાખોના જીવતર બાળ્યા છે— પરદેશી.
એ રાવણ કેરી માયા છે, કળીજુગની એલો કાયા છે.
એ નકંડુરીની છાંયા છે— પરદેશી.
એણે વણકર સંહાર્યા છે, કંતણીઆને પણ માર્યા છે.
એણે રસકસ લુંટાવ્યા છે— પરદેશી.

એમાં છે હિંદતણી હાંસી, એમાં છે હિંદતણી હાંસી.
એથી ભારત ગઈ છે ત્રાસી— પરદેશી.
એણે ખેતર ખોદાવ્યા છે, ત્યાં સંચાને પધરાવ્યા છે.
બહુ ગરીબોને શુંગળાવ્યા છે— પરદેશી.
અમે પૂર્વજના સોગન લઈએ, અમે ધર્મતણી સાક્ષી દઈએ.
આ ઉત્તમ વ્રતથી નહીં ફરીએ— પરદેશી.

---

ગરબો ૧૨.

રૂડો રંગીલો મારો રેંટીયો રે બ્હેન,
જાણે નાનીશી નાજુક મીલજો;
ગાતી પ્રભુજીના પારણા હો બ્હેન,
કાંતુ પરોવીને દીલ જો. —રૂડો.
ભાઈરે સુતારીયે ઘડી દીધોરે બ્હેન,
એનો એ મોટો ઉપકાર; —રૂડો.
જુવાનીને એ જાળવેરે બ્હેન,
વૃદ્ધાવસ્થાનો આધારજો. —રૂડો.
કાંતુ ઝીણું ભરૂં ને ભરૂં કોકડાંરે બ્હેન,
થાયે સફળ નવરાશજો;
જ્હેવે દીધો દી કાણુંરે બ્હેન,
આવે હૈયામાં હોંશજો. —રૂડો.
રંકને આપે રોટલો હો બ્હેન,
ઢાંકે ઉઘાડાં અંગજો;

શ્રીમંતને એ ફરમાથું શિખવે હો બ્હેન,
મળી વધારે ઉમંગ જો. —રૂડો.
આંખને એ અતિ કેળવે રે બ્હેન,
હાથ અને હુશિયારજો;
વિધવાનો એ ધન વીરડો હો બ્હેન,
સધવાને સ્વર્ગનો સારજો. —રૂડો.
બુદ્ધિને બહુ ઝીણી કરે હો બ્હેન,
શમ દમ શીખવે નારજો;
એવો મધુર સ્વર ઉચ્ચરે હો બ્હેન,
જાણે જગપતિનો ઝણકારજો. —રૂડો.
દેશ તણો એ દીવડો હો બ્હેન,
ઘર તણો શણગારજો;
સતયુગનું સંભારણું હો બ્હેન,
પુણ્ય પુરાણું હથિયારજો. —રૂડો.
જેની દેવેટ દેવ દીવડે હો બ્હેન,
એના કરૂં પટકુળ જો;
પહેલી પહેરાવું મારા દેવને હો બ્હેન,
વરસાવે આશિષ ફુલજો. —રૂડો.

---

## રે ટીચો.

ગરબો ૧૩.

( લક્ષ્મણ જાગને હો જી રે-એ ભજનનો ).

રેંટીયા જાગને હો જી રે, ગુણિયલ આજને એકવારજી ટેક.
રૂનો અમારો દેશ સુંદર, રૂના અમારા રાજ્યજી,
રૂને અમારે આંગણુલે એક રેંટીઓ સિરતાજ રેંટીયા.
અન્ન મોંઘુ થયું એટલું બસ, પૈસે ગણ્યા પોબારજી,
રૂએ રડાવ્યા કંઇકને એને કાઢયો સમદર પાર. રેંટીયા.
દુશ્મનનો દુશ્મન તું વ્હાલા મિત્રનો તો મિત્ર જી,
માંચેસ્ટરની મોંઘી મિલના સાચેરા માવિત્ર રેંટીયા.
છના સેરે છન્નું આના પરવશને પોસાયજી,
છના સેરે સોળ ખાદીના મોંઘા મૂરખને મનાઇ. રેંટીયા.
રાજ્યનાં તૂટજો રાંઢવા ચડયા દોર વારંવારજી,
મા લુટજો મારા રંક હિંદીના રેંટીયાનો એક તાર રેંટીયા.
પિતા જતાં પળ સાંસાજે વળી માતા જતા વા વાયજી,
રાંકનો પાલણુહાર જાતા દેશ ડગુમગુ થાય રેંટીયા.
ગ્રેપ કેહ્યો ને દેશ ડોલ્યો ખેચર ડોલ્યા સફાળજી,
રેંટીયાનો ઉદ્ધારક જાત ખળભળતાં પાતાળ. રેંટીયા.
રેંટીયો ને વળી ત્રાક બન્ને વરમાળે બંધાયજી.
જેમ ફેરા ફરે ખંતથી તેમ તેમ મંગળ વરતાય રેંટીયા.
કોકિલગુંજન આંબલે જેમ ભૂંગગુંજન ફુલજી,
ત્રાંકગુંજન ગૃહે ગૃહે અમ સુખશાંતિનું મૂલ. રેંટીયા.

---

ગાંધીજી.

ગરબો ૧૪.

( રાગ મલ્હારરાગ શહેરના સુબા ક્યારે આવશોરે )

ગુણિયલ ગરવા ગાંધીજી પાછા પધારજોરે–ટેક.

શિયાળુ શાંતિ બાદ રહીરે, વીત્યા દિન.ળુ વાયરે, ગુણિયલ.
શાંતિ સુખેદ મંડળ સૂર્ય રચ્યારે, વાતાવરણ કર્યું શાંતરે. ગુણિયલ
શાંત ચોટા શાંત શેરીઓરે, શાંત છે મેડી અન્તરરે. ગુણિયલ.
દેશ દ્રોહી શાંત દુશ્મનોરે, શાંત છની મરકારરે, ગુણિયલ
શાંત ઓંખો શાંત મજુમલોરે, શાંત મનુનો અસોપરે, ગુણિયલ
શાંત અંદુર શાંત રાહજનોરે, શાંત મશીનગન તેપરે; ગુણિયલ
શિયાળુ પાક પાકી રહ્યારે. શાંતિ વ્યાપી ચેરચેરરે. ગુણિયલ.
ગામ પાકયાં પાકયાં ગોંદરારે, ક્યાં છોટા મ્હોટાં શહેરરે. ગુણિયલ
ખાદીની ગાદી મજાવનારે, જેહ ગણી તમે મ્હેરરે. ગુણિયલ.
નાડયા છે દરબારે દેશનારે, ધીંગી જાડી ભરી જેસરે, ગુણિયલ
જાગ્યા દેશી પરદેશીઓરે, જાગી પ્રબળ બેરાસરે, ગુણિયલ.
આહેને પહેરે ઉજાગરારે, ક્યિંહેન નિંદ હરામરે, ગુણિયલ
મદપદ તૂટયે મદાંધનારે, તુટયે જાલીમના જોરરે, ગુણિયલ
મોહ તૂટતેથી મોહાંધનારે, તૂટયે તુમ.ખાના તોરરે, ગુણિયલ
વૃક્ષો ઊંડાં અસહકારનાંરે, માગી વિના મ્હે.યાં આજરે. ગુણિયલ
આપે ચાહ્યા આવે આંગણેરે, સામેય પગલે સ્વરાજરે, ગુણિયલ

---

**ગરબો ૧૫.**

સ્વામી સુણોને મારી વિનંતીરે લોલ,

બેલ જવાની મને હોંશ જો—સ્વ.મી૦

કેમે પધારો તમે જેલમાંરે લોલ,
                    સાથે લેતા મને જાવ જો—સ્વામી૦
સીતાજી રામની સાથમાં રે લોલ,
                    વેઠ્યાં દુઃખો વનવાસ જો—સ્વામી૦
દુઃખ વેઠ્યા છે આકરારે લોલ,
                    દમયંતિએ નળ સાથ જો—સ્વામી૦
અંધારી ઓરડીમાં પુરશેરે લોલ,
                    તોપણ ડરીશ નહી લેશ જો—સ્વામી૦
મગર સમ મને ભાવશે રે લોલ,
                    જેલમાં રોટલોને છાશ જો—સ્વામી૦
ચક્કીમાં દાણા પીસશુરે લોલ,
                    ગાશું પ્રભુજીનાં ગીત જો—સ્વામી૦
પ્રાણ જાયે પણ ના ડગું રે લોલ,
                    સાચવીશ શિયળ રત્ન જો—સ્વામી૦
જાવા દઉં કેમ એકલારે લોલ,
                    અર્ધાંગના છયો સાથ જો—સ્વામી૦
એકલડી ઝુરી મરૂં રે લોલ,
                    જેલમાં ભજું પ્રભુ નામ જો—સ્વામી૦
સુખ દુઃખમાં ભાગ માહરો રે લોલ,
                    પુરો સ્વામી મારા કોડ જો—સ્વામી૦

---

ગરબો ૧૬.

હાંસ છે, હોંશ છે, હોંશ છે રે
મને જેલમાં જવાની હોંશ છે—એ રાગ.

ગાંધીજીએ રણશીંગડું ફુંક્યું
તાલાવેલી મને થાય છે રે—મને.
દાસ સિધાવ્યા, લાલા પધાર્યા
મોતી જવાહર ત્યાંજ છે રે—મને.
અલી બિરાદર મહમદ શૌકત
એમનો મ્હેલ પણ જેલ છે રે—મને.
ઝુંપડામાં તો જીંદગી ગાળી
હવે જવું જેલ મ્હેલમાં રે—મને.
સ્વયંસેવક તો ટોળેટોળેમાં
જેલમહી ઉભરાય છે રે—મને.
પરતંત્રતા ઘરવાસ કર્યો બહુ
સ્વતંત્રતાનું ધામ જેલ છે રે—મને.
ભોજનનું અજીરણ બહુ વેઠ્યું
હવે ખાવો સુકો રોટલોરે—મને.
દુઃખ વેઠીને દુઃખ ફેડવું
સાચું સુખ તો જેલ છે રે—મને.

---

ગરબો ૧૭.

રઘુપતિરામ હૃદયમાં રહેજોરે—એ રાગ.

સુણો બ્હેની આ સહુ શીખ સારીરે

સુખ આજું છે સાહાધ માંહી—સુણો.
મોજશોખને વૈભવ છોડોરે
દેશ સેવામાં મનડું જોડોરે
હિંદ માતાના બંધન તોડો—સુણો.
પહેરો પ્રેમે પનોતી ખાદીરે
એમાં હિંદ તણી છે આબાદીરે
પરદેશી પહેર્યે બરબાદી—સુણો.
રેંટીયા ઘરઘરમાં ચલાવોરે
કજીઆને ટંટા અટકાવોરે
લાખો લક્ષ્મી લુંટતી બચાવો—સુણો.
રેંટીયા મોંઘવારી હઠાવેરે
જોર મરકી તણું ના ફાવેરે
દુઃખ દારિદ્ર દૂર જાવે—સુણો.
દુઃખીયાની આંતરડી ઠારોરે
મરેલાને વધુ ના મારોરે
રેંટીયાને ખાદીથી તારો—સુણો.

---

ગરબો. ૧૮.

---

## ભારત મૈયાનો ગરબો.

રાગ—શહેરનો સુબો ક્યારે આવશેરે......એ રાગ.

રણાંગરે હિંદી મોકલ્યારે, મોકલી લક્ષ્મી વિદેશરે...ભારત મૈયા
રામ ઘનશ્યામ ત્યારે મોકલોરે.
શુરા હિંદી યુદ્ધમાં લડયારે અપ્સરા વરીયા સ્વર્ગરે...ભારત મૈયા૦
બોલ્યા બ્રીટીશ પ્રધાનજીરે. તમને દેશું સ્વરાજરે...ભા૦ રામ૦
આપ્યું વચન મુસલમીનરે, સાચવીશું ખીલાફતરે...ભા૦ રામ૦
કદર કરી જીત્યા પછીરે, કાળા કાયદાનું ઇનામરે...ભા૦ રામ૦
કીધો સત્યાગ્રહ ગાંધીએરે, સરકારરે દાખવ્યું જોરરે...ભા૦ રામ૦
પલવલ પકડયા ગાંધીનેરે, હુલ્લડ જાગ્યાં ખૂબરે...ભા૦ રામ૦
પંજાબમાં ઓડવાયરે રે, વરતાવ્યો કાળો કેરરે...ભા૦ રામ૦
અમૃતસરમાં ડાયરે રે, લશ્કર રાખ્યું તૈયારરે...ભા૦ રામ૦
જલીયાનવાલા બાગમાંરે ચલવી મસીનગન તોપરે...ભા૦ રામ૦
હિંદીને નાક ઘસાવીયારે, ચલાવ્યા સર્પની જેમરે...ભા૦ રામ૦
વિદ્યાર્થીને દુઃખ આપીયુંરે, તડકામાં તગડયા ખૂબરે...ભા૦ રામ૦
લાજ લુંટી સતીઓ તણીરે, કીધાં કુકર્મ કામરે . ભા૦ રામ૦
ગાળો ભાંડીને થુંકીયારે, સતીઓના ખેંચ્યા ચીરરે...ભા૦ રામ૦
રાજી કર્યો ન્યાય આપવારે, હંટર કમીટીને હાથરે...ભા૦ રામ૦
ન્યાય મળ્યો નહિ હિંદનેરે, ઉલટા થયા બેહાલરે...ભા૦ રામ૦
હાક વાગી અસહકારનીરે, ગાંધી બન્યા સરદારરે...ભા૦ રામ૦
આંગેવાનો કોંગ્રેસનારે, બન્યા ગાંધીજીની સાથરે...ભા૦ રામ૦
ત્યાગ કર્યો કાઉન્સીલનોરે, સરકારી શાળા હરામરે...ભા૦ રામ૦
વકીલોએ છોડી કોર્ટનેરે, કરવા સાચી વકીલાતરે ..ભા૦ રામ૦
છોડયા ખિતાબો સામટારે, હૈડે ધરી દેશ દાઝરે...ભા૦ રામ૦
ગાંધી કહે પુંજો રેંટીયોરે, શુદ્ધ ખાદી ધરો અંગેરે...ભા૦ રામ૦
રાષ્ટ્રીય શાળા સ્થાપજોરે, આભડછેટ કરો બંધરે,...ભા૦ રામ૦

સંપ વધારો સર્વમાંરે, શાંતિનો શીખો પાઠરે...ભા૦ રામ૦
દારૂ વ્યસન દુર કરોરે, સ્વયંશેવક બની જાવરે...ભા૦ રામ૦
ગાંડા બન્યા અધિકારીઓરે, દેખી અસહકારી જુથરે...ભા૦ રામ૦
પકડ્યા અગેવાનો સામટારે, જેલોમાં દીધાં દુ:ખરે...ભા૦ રામ૦
પહેલો નંબર બંગાળાનોરે, મોકલ્યા સેંકડો જેલરે...ભા૦ રામ૦
બંગ શીરોમણી દાસનેરે, પકયા છે પુત્રીની સાથરે...ભા૦ રામ૦
પ્રભુ જીતેંદ્રિયલાલનેરે, શ્યામસુંદરની સાથરે...ભા૦ રામ૦
સ્વયંસેવકના સૈન્યમાંરે, પકડયા છે ગાંધી હરિલાલરે...ભા૦ રામ૦
મહમદ શૌકત બે બંધવારે, સરકારે જકડયા જેલરે...ભા૦ રામ૦
મોતી જવાહીર નેહરૂરે, હીરા સાચા અણમૂલરે...ભા૦ રામ૦
મહાદેવ દેશાઇને પૂર્યારે, ગાંધીજીના છડીદારરે...ભા૦ રામ૦
પંજાબના નરકેશરીરે, લાલાજી લજપતરાયરે...ભા૦ રામ૦
મહોબતસિંગ સરદારનેરે, ખડગસિંગની સાથરે...ભા૦ રામ૦
ગુરવીર શીખ બધા વીરોરે, ધર્મ કાજે ગયા જેલરે...ભા૦ રામ૦
દેશપાંડે દક્ષિણનારે, રાખ્યું તિલકનું નામરે...ભા૦ રામ૦
લાખો વૈભવને છોડીનેરે, આજે બન્યા છે ફકીરરે...ભા૦ રામ૦
જેની સેવા કરે સંકડોરે, જેલતણા વેઠે દુ:ખરે...ભા૦ રામ૦
પુષ્પ શય્યામાં જે સુતારે, બાણ શય્યા સુતા આજરે...ભા૦ રામ૦
ગાંધીજી કહે છે શાંતિથીરે, સ્વરાજ્ય લાવશું ઘેરરે...ભા૦ રામ૦

---

## ગરબો ૧૯.

એકવાર આવો રે ગાંધીજી ગુણીયલ ગરવા
હિંદના દુ:ખડા હરવા—એકવાર

ચરખો ચાલ્યો ચોમેર ચોંપે (૨)
સ્વદેશી ભંડાર ભરવા—એકવાર
ઉપન્યો નહિ કો આપ સરીખો. (૨)
સંસાર સુખીઓ કરવા—એકવાર
સ્વરાજ લઇશું સુખીયા થઇશું (૨)
નીજ તુંબડીએ તરવા—એકવાર
મોહનજી મનગમતા વ્હાલો (૨)
પછી બીજી શી પરવા—એકવાર
ચતુર જન તે સર્વે ચેત્યા (૨)
દુર્જન લાગ્યા ડરવા—એકવાર

---

ગરબો ૨૦.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને
સરકારે પૂર્યા ગાંધીજી જેલમાં
જે સાંભળતા દિલ સૌના ચીરાયજો;
છાતી ફાટે હૃદય મુંઝાયે હિંદનું
હિંદતણા શિરતાજ ગયા છે જેલજો—સરકારે.
દુશ્મનની પણ આંતરડી દુભાય છે
દુઃખ પામે છે દેખી આ અન્યાયજો
આ સરકારે ઘોર જુલમ કીધા ઘણા
પણ ગાંધીને જકડી બાંધ્યો હાટજો—સરકારે.
દુશ્મનનું પણ દિલમાં સારૂં ચિંતવે

દુશ્મનની સેવા કરવા તૈયારજો
પ્રેમતણા મંત્રોથી સૌને જીતીયા
એવા ગાંધી આજ પૂરાયા જેલજો—સરકારે.
આંખો ખોલો હિંદ કેરી બ્હેનીઓ
ગાંધીજીની આજ્ઞા પાળો આપજો
ગાંધીજી વ્હાલા જો તમને હોય તો
પરદેશી કાપડની છોડો પ્રીતજો—સરકારે.
એક વચન ગાંધીનું કોટી રત્નનું
પરદેશી વસ્ત્રોની ફુટી બદામજો
કહો તમે બેમાંથી સાચવશો કયું
ગાંધી આજ્ઞા કે પરદેશી વસ્ત્રજો—સરકારે.
ગાંધીજીએ જ્ઞાન તમોને આપીયું
તમકાજે વેઠયા દુઃખ પારાવારજો
તમકાજે વળી આજ ગયા છે જેલમાં
ગાંધી આજ્ઞા પાળો વ્હાલી બ્હેનડ્યો—સરકારે.
પરદેશી વસ્ત્રો લક્ષ્મી લૂટી ગયા
ભાઇ ભાંડુ લાખોના લીધા પ્રાણજો
નાણા દાણા ખુટયાં એના સંગથી
પરદેશી રહેંટીમાં પૂરી હાણજો—સરકારે.
અરે દયાળુ બ્હેનો આ શી કઠોરતા
નિર્દયતા તમને શોભે નહીં બ્હેનજો
આંસુ સારો હૈયું ખોલો આપનું

સમજીને ખાદી પહેરો ભલી ભાતજો— સરકારે.
પત્થર પણ પીગળે છે ગાંધી પ્રેમથી
પત્થરથી પણ આપ થશો શું એજજો
ધર્મ તમારો સમજી ખાદી પહેરજો
પરદેશી વસ્ત્રોને બાળો આજજો—સરકારે.
જે બ્હેનો પરદેશી વસ્ત્રો પ્હેરશે
હિંદતણી દુશ્મન કહેવાશે તેહજો
દુ:ખ પામી બીજાને પણ દુખ આપશે
જીવતર એનું જાશે કેવળ ફોકજો—સરકારે.
સમજો બ્હેનો, સમજો સાચી વાત આ
તમને કહું છું સાચો ખાદી ધર્મજો
ખાદી પ્હેરી દેશતણી સેવા કરો
માનો બ્હેનો માનો મારી શીખજો—સરકારે.

---

## ગરબો ૨૧
## ગાંધીજીની જયંતિ.

આજછે આજછે આજછે રે જોગીવરની જયંતિ આજછે
રાજછે રાજછે રાજછે રેએનું હિંદીને હૈડે રાજ છે.
ભારત જનનો પ્રાણ પ્રતિ ધ્વની, હૈયે હિંદ સમાજછેરે-જોગી.
એને રોમે રોમે રામ રમે એને મુખડે ઇશ્વરનો અવાજછેરે-જોગી
વણકર કૃષીકર અંત્યજ આત્મા, હિલડે દુખીયાની દાઝછેરે-જોગી.
હિંદુ મુસલ્મીન ઐકય અમીધર, આપણો એ મહારાજ છેરે-જોગી.

સતયુગનો એ શુધ પ્રતિનિધી, તેત્રીશ કોટીનો તાજ છેરે—જોગી.
વિઘ્ન તણે વન વહી રહ્યો જે, નિર્ભય કેશરી રાજ છેરે—જોગી.
સૃષ્ટિ તણો એ સાચો સહોદર, સાત્વિક એના સાજ છેરે—જોગી.
હિંદ દેવીનો દુત સમો એ, એકજ ગરીબ નિવાજ છેરે—જોગી.
ભવ અર્ણવના ભર તોફાને, એને હાથે હિંદ જહાજ છેરે—જોગી.
એના હૈયામાં અનંત વિશ્વભર્યું, એનું જીવવું જનને કાજ છેરે—જોગી.
સુભટ સુવીર સુધીર સુહૃદ, એની હસ્ત રેખામાં સ્વરાજ છેરે—જોગી.
દુષ્ટ દુશાસન દરબારે એને હાથે પંચાળીની લાજ છેરે—જોગી.

---

## ગરબો ૨૨.

### સ્વામી સુણોને મારી વિનતીરે લોલ—એ રાગ.

વ્હાલા સુણોને મારી વિનતિરે લોલ, ખાદી પહેર્યાની મને હોંશજો—વ્હાલા.
સાવી દીયો સાડી મનેરે લોલ, ધાવરાને પોલકાની જોડજો—વ્હાલા.
મંદિર જતાં પ્રભુ દર્શનેરે લોલ, પ્હેરીશ ખાદીના વસ્ત્રજો—વ્હાલા.
નદીએ કુવે પાણી જતાંરે લોલ, પ્હેરૂં ખાદી પટકુળજો—વ્હાલા.
વીવા ટાણે મહા હર્ષમાંરે લોલ, ખાદી વધારે હર્ષજો—વ્હાલા.
મરણા ટાણે મહા શોકમાંરે લોલ, ખાદી હડાવે શોકજો—વ્હાલા.
ખાદી પ્હેર્યે પૈસો બચેરે લોલ, એ કું ગુમાન ટળી જાયજો—વ્હાલા.
ખાદી પહેર્યાથી ચાલશેરે લોલ, વિધવાનો રેંટીયો રોજજો—વ્હાલા.
ખાદીમાં ખાનદાની ખરીરે લોલ, લાખોને ફાયદો થાયજો—વ્હાલા.
શાળોનો ધંધો ચાલશેરે લોલ, આબાદ ગામડા થાયજો—વ્હાલા.
ખાદી ચિંતામણી રત્ન છેરે લોલ, પુરે બધાના કોડજો—વ્હાલા.

---

ગરબો ૨૩.

સ્વરાજ લેવું સહેલ છે એ રાગ.

પરદેશી કાપડ છોડો ને સુંદર ખાદી પ્હેરો-મારી બ્હેનો:
ગાંધી છોડાવવા રહેલ છે.
ભભકાને ફેશન છોડો, જાડી ખાદી પણ પ્હેરો-મારી બ્હેનો.
આળસે પરનિંદા ત્યાગે, રેંટીયા શું પ્રીતિ બાંધો-મારી બ્હેનો.
ખાદીની ધુન લગાવો, ખાદીનું તાન જગાવો-મારી બ્હેનો.
ખાદી તાકા લઇ ફરજો, સાને તમ જેવા કરજો-મારી બ્હેનો.
ઘરમાં સૌને સમજાવો, ખાદીનો મંત્ર પઢાવો-મારી બ્હેનો.
વીવા કે મરણ ટાણે, ખાદી વાપરજો કાણે-મારી બ્હેનો.
શાળા સરકારી નમાલી, છોડાવો એ તો ગુલામી-મારી બ્હેનો.
વણનારો તણો વાણો, અંત્યજને બંધુ જાણો-મારી બ્હેનો.
ઋણ્યો થાજો સૌ પ્હેલા પાઇ પીઓ આપી વ્હેલા-મારી બ્હેનો.
મર્યાદા ખોટી છોડો, પામર બંધનને તોડો-મારી બ્હેનો.

---

ગરબો ૨૪.

વીર-હાક.

રાગ સિંધુડો.

હાક પડી વીરનર જોગજોરે, બની બહાદુર સરદાર(૨)
ધરી શસ્ત્ર અસહકાર (૨) રણના રણશીંગાં વાગીયા—ટેક.
સાબરમતીથી સૈન્ય નિસર્યું રે બન્યા ગાંધી સરકાર (૨)
રેંટીયા ઠામઠામ સ્થાપીયાં. કાઢે સૂર અસહકાર (૨) રણના.

ચક્ર સુદર્શન ફરી વળ્યું, રે ભાઇ ભારત મોઝાર (૨)
દશે દિશા લાગી ડોલવા, કહે કરો અસહકાર (૨) રણુના૦

શૌકત મહમદ એ બંધવારે, ખરા મુસ્લીમ સરદાર (૨)
ગાંધીજી નાં બન્યા ગોઠીઆ, ધર્યું શસ્ત્ર અસહકાર (૨) રણુના૦

ઉનરથી લાલાજી આવીયારે, કરી કિચલુનો સંગ (૨)
નહેરૂથી અલ્હાબાદ ડોલીયું, કરી વકીલાત બંધ (૨) રણુના૦

બંગમાં દેશબંધુ જાગીયારે, કરી વૈભવનો ત્યાગ (૨)
ગાંધીજીને કહેણ મોકલ્યું, છઉં દેશનો હું દાસ (૨) રણુના૦

હક સાહેબ હક તો કહ્યા રે બન્યા સાચા ફકીર (૨)
ગંગાના તટપર જઇ વસ્યા, ધન્ય આવા જે વીર (૨) રણુના૦

મદ્રાસે યાકુબ ઘુમતારે, જેને ગોપાળની સ્હાય (૨)
જેલમાં જતાં એ ડર્યા નહી, જેણે માગ્યો નહી ન્યાય (૨) રણુના૦

દક્ષિણમાં દેશપાંડે દોડતારે, જેની વાગે વીર હાક (૨)
તીલક જતાં જે ડર્યા નહી. નહી સરકારની ધાક (૨) રણુના૦

દીલ્હીના મશહુર હકીમજીરે કર્યો નુસખો તૈયાર (૨)
ગોળી બનાવી આપી દેશને જેનું નામ અસહકાર (૨) રણુના૦

દેવી સરોજની મોખરેરે, જેનો કોયલનો કંઠ (૨)
ભારતની નારીઓ જગાડતાં, જેણે રાખ્યો છે રંગ [૨] રણુના૦

મુંબઇમાં છોટાણી ઝુઝીયારે, ધરી દીન માટે દાઝ [૨]
લાખો કરાવ્યા રેંટીયા, જેણે સાર્યું દેશ કાજ [૨] રણુના૦

ભાઇ ભરૂચે રંગ રાખીઓરે, કરી દેશનનો ત્યાગ [૨]
પારસીપંચને જઇ મળ્યા, લીધો ગાંધીજીનો સાથ [૨] રણુના૦

વરધામાં **જમનાલાલ** જાગીયારે, જેને વેપારીનો સંગ [૨]
**રેંટીઓ** પ્રેમથી વધાવીયો, વિદેશી માલ કર્યો બંધ [૨] રણુના૦
રામ લક્ષ્મણની જોડલીરે, ખરા પંચના **પટેલ** [૨]
ધુમી રહ્યા છે ગુજરાતમાં કરી મુકી રેલ છેલ [૨] રણુના૦
ખેડામાં ખેલતા **અબ્બાસજીરે**, બની બહાદુર યુવાન [૨]
**ગીદવાની** આચાર્ય ગુજરાતમાં, દેતા રાષ્ટ્ર તણું જ્ઞાન [૨] રણુના૦
આલીમના મોટા **ઉલ્મારે**, કર્યો સાથે ઇકરાર [૨]
તર્ક-મવાલત તો કરો સૌ મુસ્લીમ નરનાર [૨] રણુના૦
અફત ખિલાફત આવી પડીરે, જુએ પંજાબના માર [૨]
જલીયાંબાગે જઇ ઉભા રહો, સુણો ધ્વનિ અસહકાર [૨] રણુના૦
આબાલ વૃદ્ધ સૌ દેશનારે ખેલે રેંટીયાના ખેલ [૨]
સુતરનો તાંતણો તાણનારે સૌ હોંશે જાય જેલ [૨] રણુના૦
મારો નહિ મરતાં શીખોરે, એવો **ગાંધીજી**નો મત્ર [૨]
મંદીર ગણો તમે જેલને, તમે થશો સ્વતંત્ર [૨] રણુના૦
**આલમ** અઢાર આવી મળીરે, પડે રણુમાં બહાદુર (૨)
રેંટીયા ચક્ર લઇ હાથમાં. ગોળા ફેંકે દૂર દૂર (૨) રણુના૦
ઝુઝે છે વીર બધા જંગમાં રે, ધરી અહિંસાની ઢાલ (૨)
જેલમાં જતાં જે ડરે નહિ, સુખે દેતાં જાન માલ [૨] રણુના૦
દેસના બંધુ જાગજોરે, તજી આરામ તમામ [૨]
આવો અવસર નહીં આવશે, રાખો ભારતનું નામ (૨) રણુના૦
શાન્તિ સચ્ચાઇ શૌર્ય રેંટીએરે, સુખ આપે તમામ [૨]
દેશનો પ્રાણવાયુ **રેંટીયો** કહે **ગાંધી** ગુણવાન (૨) રણુના૦

---

## ગરબો ૨૫.

**આ પાવાતે ગઢથી ઉતર્યાં આ કાળીમાં—એ રાગ.**

દેશતણા હીરા બધા, જેલ બેઠા છે,
કરવા ભારત ઉદ્ધાર રે જેલ બેઠા છે.

દેશ શિરોમણી ગાંધીજી, જેલ બેઠા છે; તેત્રીશ કોટીના તાજરે, જેલ બેઠાછે.
પંજાબી સરદાર તે જેલ બેઠાછે; વીર લાલા લજપતરાયરે, જેલ બેઠાછે.
ચિતરંજન શ્રી દાસ તે જેલ બેઠાછે, બંગાળી શાર્દૂલ સિંહરે, જેલ બેઠાછે.
મહમદ શૌકત હીરલા જેલ બેઠાછે, મુસ્લીમ સેનાનું નાકરે જેલ બેઠાછે.
પંડિત મોતીલાલજી જેલ બેઠા છે, ગાંધીના જમણા હાથરે જેલ બેઠાછે.
દેશપાંડે દક્ષિણના જેલ બેઠા છે, સાથે વીર વામનરાવરે જેલ બેઠાછે.
અબુલ કલમ આઝાદ તે જેલ બેઠા છે, મોહાની હજરત સાથરે જેલબેઠાછે.
શીખ વીરોતો સેંકડો જેલ બેઠા છે, સરદાર ખડગસિંગ સાથરે જેલ બેઠાછે.
મૂછ કુટેલા સૈનિકો જેલ બેઠા છે, બંગાળી પાંચ હજારરે જેલ બેઠા છે.
પતવી માતા રૂણુ તે જેલ બેઠા છે, કાયા કીધી કુરબાનરે જેલ બેઠા છે.
વંદન હોજો વીરને જેલ બેઠાછે, પ્રભુ સાચવજો આમ પ્રાણુ જે જેલ બેઠાછે.

## રેંટીયાનું ગીત.



### ગરબો ૨૬.

( પુનમ ચાંદની એ—રાગ )

શોભે રંગીલો રૂપાળો રેંટીયોરે,
એ ઉદ્યમથી આખી જગનું ઢાંકણુ થાય,
થોડે થોડે સર્વે બેનો હાથ્યો ફેરવોરે;
ટીપે ટીપે ભરતાં ક્રમશઃ સર ઉભરાય— શોભે.
જેવો કાયા રેંટીયો, સરજ્યો સરજનહાર;
તેવો આ છે કાષ્ટનો સૃષ્ટિનો શણગાર.
જેના યોગે ભારત ભાગ્ય લક્ષ્મી બે બચે રે;
હિંમત સાથે આપે અખૂટ ઉદ્યમ જ્ઞાન— શોભે.
મન બુદ્ધિ ચિત્ત દર્પને જ્ઞાન ઇન્દ્રીઓ પાંચ;
મળી ચક્કર સુંદર બન્યું ફરતાં નાચે ચાંચ.

જેના કર પદ સેવક થઇને કામ કરી રહ્યારે;
ફેરવનારો જેનો ચેતન ચતુર સુજાણ— શોભે.
કાષ્ટ ચક્ર વર્તુલ છે, સૂર્ય સમો આકાર;
એ ધરીના બે હસ્ત છે, એક ચરણ નિરધાર.
ચંચળ ચતુરા ચિત્ત દઇ, ચપળા ચાંપે ફેરવોરે;
ત્યારે આર્ય ભુમીમાં અખૂટ ધન ઉભરાય— શોભે.
માયા રૂપ કપાસને જ્ઞાન પિંજણ લઇ હાથ;
પિંજે અનીતી લોભને આળસને સંગાથ.
ભક્તિભાવે એનો પતિવ્રતની પુણી વણોરે;
જેથી સત્ય ધર્મનું સુત્ર બને તૈયાર— શોભે.
એવાં સુત્ર થકી વણો જ્ઞાનરૂપી પટકુળ;
અખંડ સુખને અનુભવો, મોટો ઉદ્યમ મુળ.
એ ઉદ્યમથી સર્વ વસ્તુ જગમાં સ્હેલ છે રે;
સૌને સાહ્ય કરે છે, સ્હેજે શ્રી ભગવાન— શોભે.
માટે આળસને ત્યજી, ઉદ્યમમાંહી ગુંથાવ;
રક્ષણ શીયળ ધર્મનું, સ્વતંત્રતા લ્યો લ્હાવ.
ભાવી માતા પુત્રી ભગીની ભારત દેશનીરે;
પ્રેમે ચક્ર સુદર્શન, ફેરવવા લ્યો વ્રત— શોભે.

---

## ભારતની આરતી.

### ગરબો ૨૭.

જય જય માતૃભુમી, મા જય જય માતૃ ભુમી;
ગુણ તારા નિત્ય ગાઇ [૨] નમીએ ચરણ ચુમી. જય જય.

તુજ કીરીટ સ્વરૂપ, નંદન વનરાજે, મા નંદન૦
ભાલ પ્રદેશે [૨] શોભ પ્રભા છાજે— જય જય૦
ક્ષત્રીય વીરનો વાસ વિશાળ ઉર ક્ષેત્રે મા વિશાળ૦
સદૈવ તારા કાજે [૨] પડતા રણક્ષેત્રે— જય જય૦
તુજ કેશવાળી રૂપ હિમગીરી શોભે મા હિમગીરી:
વિશ્વે અતી વણપાર [૨] જગનાં મન લોભે— જય જય૦
બેલડીએ તુજ માત સિંધ અંગ તપતાં મા સિંધ૦
સાહીત્યે વિદ્યાને [૨] સહુ પહેલાં ધપતાં— જય જય૦
કચ્છ ગુજરાત સુરાષ્ટ્ર સત્વરૂપ તારા મા સત્વરૂપ૦
ઉદ્યોગે વ્યાપારે [૨] સૌંદર્ય સારાં— જય જય૦
મહારાષ્ટ્ર મદ્રાસ દૃઢ ઉદ્યોગામી, મા દૃઢ૦
સબળ શ્રેષ્ઠ બુદ્ધિયુત [૨] સ્તંભ ખડે ભરી— જય જય૦
હૈયે હાર સ્વરૂપ ગંગાને યમુના મા ગંગા૦
કટી આભુષણ જેવા [૨] આબુ વિંધ્યાચળ— જય જય૦
અમાપ આર્ણવનીય તુજ ચરણો ધોતાં મા તુજ૦
શુભ શિરછત્તર રૂપે [૨] ગીરીરાજો સ્હોતા— જય જય૦
સુજલાં સુફલાં માત સુધર્મની ધાત્રી મા સુધર્મની૦
હજીએ તું એની એ [૨] છે જગને ખાત્રી— જય જય૦
અહી પ્રતીજ્ઞા આજ તુજ મુક્તી માટે મા તુજ૦
સ્વરાજ્ય યુદ્ધે ચઢશું [૨] સહુ શીરને સાટે— જય જય૦

---

## ગરબો ૨૮.

(રઘુપતિ રામ રૃદેમાં રહેજોરે—એ રાગ.)

ગાંધીજીના બોલની બલિહારીરે
જેને સત્ય વચન ઉચરવું રે. ગાંધીજીના.
અડગ સત્યાગ્રહી થઈને રહેવું રે
બોલ્યા પછી કદી નવ ફરવું. ગાંધીજીના
જેનો સાબરમતી છે મુકામ રે
અમદાવાદમાં જોયાનું સ્થાન રે
જોવાથી મન થાય શાંત. ગાંધીજીના.
ત્યાં તો ખાદી પહેરીને જવાયરે
પરદેશીથી મહાત્મા મુંઝાય રે
રેંટીયો કાંતે તો બહુ રીઝાય ગાંધીજીના.
ખાદી પહેરી સ્વદેશી બનવુ રે
જતાં પરદેશે પૈસેથી બચવું રે
હિંદુસ્તાનનું દુઃખ મન ધરવું ગાંધીજીના.
પરદેશે પૈસા બહુ જાયેરે
લેંકેશાયર માનચેસ્ટર કમાય રે
ચીન જાપાન તેમાં સમાય. ગાંધીજીના.
જતાં પરદેશે પૈસો બચાવોરે
આપમાલ ઘેલો દેશ સુધારોરે
ગરીબાઇમાંથી ઉંચોજ લાવો. ગાંધીજીના.

આપણો દેશ છે જ.ઓ ગરીબરે
તેની દાઝ ધરો કાંઇ દીલરે.
ખાદી શુદ્ધ પહેરીને બનજો પવિત્ર    ગાંધીજીના.
મહાત્માજીના વચન ઘણા સુણ્યા રે
તેમના ભાષણ સાંભળવા બહુ ઘુમ્યારે
બોધ સાંભળી ઘેર આવી ઉધ્યા
મહાત્માજીનો બોધ અંતર લાવોરે
કટોકટીનો પ્રસંગ ના ભૂલાવો રે
દેશી બનીને દેશ દીપાવો.    ગાંધીજીના.

---

## ગરબો ૨૯.

## "મોહન" મોરલી.

( આવે છેરે, આવે છે સ્વરાજ્ય સવારી આવે છે-રાગ. )
વાગેછે રે, વાગેછે અહીં મોહન મોરલી વાગે છે;
એનો શબ્દ ગગનમાં ગાજે છે,    અહીં૰
સેવા તે કરે મારગ જાતાં, ત્યાગના હાણુ માગે છે. અહીં૰
ભારત વર્ષે જંગ મચ્યોછે, જંગમાં રંગ જમાવે છે અહીં૰
ટુંકી ધોતી, પહેરણ, ઝોળી, દ્ય મૂર્તિ વિરાજે છે. અહીં૰
વિદેશી વસ્ત્રનાં હરણ કરીને, સૌને ભેખ ધરાવે છે. અહીં૰

ભારતખંડની ગલી ગલીમાં, ખાદી મંત્ર સુણાવે છે. અહીં૦
એ મોરલીને હેથ ભજે તો, દુઃખડાં સર્વે ભાગે છે. અહીં૦

---

ગરબો. ૩૦.

( આસો માસે શરદ પુનમની—રાગ. )

કાર્તિક માસે પ્રથમ દિન પ્રભાતજો,
ઉષા નવલી ઉગી સખિ ભારત દેશમાં,
આવ્યો છે સહેયો એનો મીઠોજો,
સાથોને ચખાડો "સ્વરાજ" અવનવો.
ભારતની કુંજે એ કોયલ ટહુકીજો,
જાગ્યાં તો ભલી જાગો આજથી;
ચતુર્દશીને દીને મંત્રો સાધ્યાજો,
પાપોને બાળીને ભસ્મો કરી વળ્યાં.
ને સરવૈયું શોધ્યું બીજે દીને જો,
નફો નથી લાધ્યો પુરો આ વર્ષમાં;
સમય રહ્યો છે થોડો સાધન સાધીજો,
કામ ઘણાં કરવાનાં ચાલે શું વળે!!!
ચોખ્ખાં હૈયાં ચોખ્ખી વાણી રાખજો,
ચોખ્ખાં કર્મ ચારિત્ર ઉજળાં કરો;
ફરજ અમારે બાકીકે નાખીજો,
જગાડવાનું જાગી, જગને પ્રેમથી.
ચૂક અમે ના કરતાં કદીએ એમાંજો,

સેતાનીની આજ્ઞા એ અમ ધર્મ છે:
તમ કર્તવ્ય ચુક એમ ના પડશો જો.
આશાને ફળવાનું તો તો સાંપડે
કોયલ ટહુકે સાચો મંત્ર ફુંકાયો જો,
ઉષાના હાસ્યેથી નવજીવને મળ્યું:
ખુલ્યાં ત્યાંથી ફરી જાણીને વધશું જો.
માનીશું નેતાની આજ્ઞા આજથી.

**સમાપ્ત.**



# ખાદી ક્યાં વણાવશો ?

---:O:---

અમારી વણાટ શાળામાં પહેરણ, ધોતીયાં તથા સાડીઓના ભરનું શુદ્ધ હાથે કાંતેલું સુતર લઇને વણી આપવામાં આવે છે. તેમજ અમારી વણેલી તૈયાર શુદ્ધ ખાદી પણ મળશે.


વણાટશાળા. } લી.

બાદરણ. } શિવાભાઇ આશાભાઇ પટેલ.


